॥ હરિ ૐ ॥

જ્ઞાન સાથે ગમ્મત આપનાર

હાસ્ય રસથી ભરપૂર ગર્દભ સ્તોત્ર

ભાગ ૧

# "સુધરેલ ગધેડાં



# નુ



# કોન્ફરન્સ.

॥ અથ શ્રીગર્દભ સ્તોત્ર મહિમા, ॥

સુધરેલ આ દુનીઆ મહીં, સુધરેલ વાયુ વાય છે,
પ્રથમ બધે સુધરેલની, ચોપાસથી સંભળાય છે
જે દેશમાં સુધરેલ રાજા, રાજ્યકરતા થાય છે,
તે દેશના સૌ કો પ્રજાજન, અન્ન વિણ અથડાય છે
નિજ ધર્મને છોડી જતા, સુધરેલ સૌ કહેવાય છે,
એવા સુધારાની મહીં, સુધરેલ ન્યાય અપાય છે
જે દેશની સુધરી પ્રજા, ત્યા ધર્મ લોપજ થાય છે;
તે ધર્મ હિણુ બનતી પ્રજા એ, ઘર ઘરે ભટકાય છે
ધર્મ ગુરૂઓ સુધર્યાથી, ધર્મભ્રષ્ટજ થાય છે;
નિજ ધર્મ માંહી ધર્તીંગ઼થી, પ્રતિદીન વધતા જાય છે.

ચાલુ સુધારો છે કુધારો, આર્ય સંતાનો હીચે,
ભારત તણા સંતાન, એને કયમ કરી આદર દીએ.
ધર્મ વર્ણાશ્રમ તણા, જ્યા લુપ્ત ધાર્મીક ભાવના,
આશા નિરાશામા પલટતા, છુટતી શુભ ચાહના.

પુરી એક સુધરેલી, સુધરેલ રાજા,
ટકે શેર ભાજી ટકે શેર ખાજા
ફરી જ્યા જુઓ ત્યા, બધે એક સરખુ,
સુધારા મહીં કઇ નહિ ભેદ પરખુ
પ્રજાજન જુઓ ત્યા બધા એક રીતે,
નહિ કોઇ જ્ઞાનિ કે હાની ખચિત્તે
ધરી વ. આભૂષણો, નિત્ય સરખા,
ફરે રાત દીવસે બની મસ્ત લ્હેમા
નથી ઉચ્ચ કે કોઇ, નીચી ભૂમિકું,
નથી કોઇ દીસતુ કે, આ કોણ કોનુ
નથી કોઇ વદતુ કે હુ ઢેડ મ્હાનો,
કે ભંગી તણા ભાઇ ચામડીયાનો
બજારે બગીચે બધે ભાઇ સરખા,
છે અભડાય જ્યા પેસતા નિજ ઘરમા.
સગવડ તણો ધર્મ પાળી રહ્યા જે,
સુધારા રૂપે બહાર માની રહ્યા છે

નાટક તમાશા ખેલ જ્યાં, દિન દિન વધતા જાય છે,
સુંદર બગીચા બાગ ત્યાં, ફરવા અધિક લલચાય છે
ગાડી અને ઘોડા વળી, મોટર નઝા દમડે મળે,
ચાલુ સુધારાની મહીં, મા, બાપ વિણ આવી મળે
ફેશન બધે સુધર્યો મહીં, વિણ ફેશને ભચકાય છે,
ફેશન વધી વાણી મહીં, કંઇ બોલતા ગુંચવાય છે
વસ્ત્રો મહીં અનહદ એ પ્રતિદીન વધતી જાય છે,
કંઇ પોલકાને સાડીમાં બહુ ફેરફારો થાય છે
પુરૂષો તણા પોશાકમાં કંઈ ઢંગ રંગ બદલાય છે,
વળી કોટ અવનવી જાતના ફેશન મહી વપરાય છે
પેન્ટલુન કંઇ બ્રીચીસમાં કંઈ હેટ, કેપ દેખાય છે,
ધોતી મહી મોજા વળી કંઇ હોલ બુટ પહેરાય છે
પાઘડી ઘડી કામની મુકી નકામી જાણીને,
ચાલુ સુધારાની મહીં સૌ ખાદીમાં દેખાય તે
શર્ટ પર કોલર અને, નેકટાઈ બાંધી કંઇ ફરે,
પગના પગરખા મેલીને, ધોબીનુ કર્જ એ આદરે
પૉલીશ કરાવી શર્ટને, દોરા લગાવે બટનમાં,
ઘડીઆળ ખોટી જોઇશે, ખીસ્સા મહીં આ જગતમાં
સ્ત્રી જાત સૌ પ્રાધાન્ય ગણી, સંસારના આ રાજ્યમાં,
તેમાં જુઓ તો એહ કંટક ભોકતા નિજ હૃદયમાં
રાજા જુઓ તેવા પ્રધાનો, તેવી રૈયત થાય છે,

સુધરેલમા સુધરેલ ભીખારી મહી ભીખ માગશે.
દીન પ્રતિદીન જોઇ મોહક, વસ્તુથી અજાય છે,
એ મોહના પાપે કરી, ખાના ખરાબી થાય છે
એ મોહથી સ્ત્રીઓ બની, વિષયી ચલીત મન પાપણી,
નિજ વિષયના સ્વાર્થે કરી, ખાના ખરાબી આપણી.
ઝાલર, ઝુલા, કઇ સેટ, નેટ ઉઘાડી ઝ્હાની કાપડી,
ચોળી ચતુરા ચીંકણું કરશો તો જાશે બાપની
કયા કાપડાના ઘાટમા પેદા સુધારો આકરો,
કટ અને નાકટ વળી બેક્ટ વધ્યો જયા ત્યા જુઓ



ઉચ નીચ રહ્યો ન ભેદ, ગઇ ગુજરી એ આભડછેટ,
વરતાએ નહિ જાતિ ભેદ, લઇ જશે કોણ સ્વર્ગે ઠેઠ.
વણીક' બ્રાહ્મણ, ભુવા જતી, ઢેડ ભગીની ઓળખ નથી,
પાટીદાર પટધારી રહ્યા, મુસલમાન પણ એવા થયા
ગુરૂ જ્ઞાની ગમ ખાઇ રહ્યા, અંધ શ્રદ્ધાળુ પેદા થયા
કોઈ રહ્યું નહિ બાકી કયાય, જ્યા ત્યા સૌ સુધર્યું કહેવાય.
આવ્યો સુધારો દેશમા, યુરોપના વહાણો ભરી,
સુધરેલ આ નગરી વિષે, એ જાતની આવક વધી
ધિમાન ને વિદ્વાન એવા, વણીક જાતીને વિષે,
સપુત્ર શ્રીમતાઇના, આ કયમ કરી સાખી શકે
જાતે ગણાતા ગર્ભ શ્રીમત, જ્ઞાતિ જન સત્કારતા,
સુધરેલના શીરોમણી, ખુબ માન પાન એ પામતા.

પાશ્ચાત્ય વિદ્યા ભણી ગણી, આવ્યે થયા થોડા દીનો,
વિદ્યા તણા ઉપયોગનો રસ્તો ન બીજો કઇ જડયો
સમુદ્ર પરનો વાયરો, તેમાં થયો વંટોળીયો
વંટોળીયાના જોરમા આ શેઠ ગગને ઉડીયો
સુધરેલ નગરીની મહીં, સુધરેલમાં ખપવા ગયા,
વિદ્યા તણા બળ સાથ, શ્રીમંતાઇથી લપસી પડયા
સૌ પશુ પ્રાણી સુધર્યાં, શુ સુધરવુ બાકી રહ્યુ'
શેઠે વિચારી મન વિષે ગધ્ધા તણુ બીડું ગ્રહ્યું
ગર્ધભ બીચારા ગરીબડાનુ, દુ ખ કયેમ જાયે કથ્યુ,
નિરદોશ મુગા પ્રાણીનુ, શુભહિત કરવા શુ કરૂ ?
શેઠે ચિંતવ્યુ મન વિષે, મનુષ્ય પ્રૃકતિ થાયજો,
ગર્ધભ ગૌધન પામતા, સુધર્યાં જગે કહેવાયજો
એવે સુમિત્ર આવી મળ્યો, પામ્યો શેઠની ખ્વાશ,
પ્રજાપતિ બોલાવીએ (કહો) ઉર ધરી ઉલ્લાસ
શેઠ સુમિત્ર સતલશ કરી, હુકમ કર્યો નીરધાર,
પરજાપતને લાવીને હાજર કરો આ ઠાર.

પધારો પધારો પ્રજાપતિ રાજા,
ખરે ખર તણી જાતના મહારાજા
ઉઠાવે અધિક ભાર પીઠે સદાયે,
છતા માર પુઠે પડે રોજ રોજે

અધિકા અધિક સેવા કરે, પરજાપતિ હમેશ,
પ્રજા રીઝે કઇ રીતથી, એજ જીવન ઉદ્દેશ.
ખરે ખરા એ ખર નહિ, ઘર કરવા દે સહાય,
સેવા અધિક કરે છતા, કોઇ ન દીલથી ચ્હાય
આપો બાળ ઉછેરવા, ગર્ધભના શુભ પેર,
ગણાય ગર્ધભ મનુષ્યમા, સંદ્યા ન જાયે ફેર.
સુધરેલા સૌ કોઇ છે, સુધરેલા જગ મ્હાય,
પશુ પક્ષી પ્રાણી મહીં, ગર્ધભ નવ દેખાય

( અરજી સાંભળોને સરકાર—એ રાગ )

શેઠજી સાભળો મારી વાત, કયમ કરી સુધરે ગર્ધભ જાત (૨)
પાળી પોશીને મોટા કરો પણ, આખરે નાશી જનાર
કેળવણીથી કેળવી જુઓ ખરે, (૨) ખર એ જગ મોઝાર
રે .. શેઠજી
જાત વિના નહિ ભાત પડે ભલે, ભાત ખુબ રીતે પડાય
પાત્ર વિના કઇ દાન દીયે તે (૨) નર્કમા લઇ જનાર
રે . શેઠજી
વર્ષા ભૂમિ હરિઆળી લીલી જોઇ, સૌકોનુ દીલ હરખાય (૨)
ગદ્ધા બીચારા સુકાઇ જાએ, (૨) હવે (સુકા) લીંડા નહી
મળનારરે .. . શેઠજી
પર સુખે દુ ખી, દ્વેશીને કલેશી, ભાર છતા એ ભૂકનાર (૨)
જાત હરામી, પાટુ મારીને (૨) માહે માહે કરડનારરે
. . શેઠજી.

જાતિ સ્વભાવે જન્મથી એવા, કયમ કરી એ ટળનાર (૨)
વિદ્યા તણું જોર એમા ન જોયે, (૨) શીખા એ જુદે
થનારરે . શેઠજી
શંકર, બ્રહ્મા, દેવો વળી સૌ, ગણુ નાયક ગણુ ચાર (૨)
માથા કુટી સૌ મરી ગયા પણ, એ-એના એ રહેનારરે
... શેઠજી
સ્વાર્થની ખાતર જાત વગોવો, જીવ મટી શીવ થનાર (૨)
પશુ પ્રાણી શુ સુધર્યાં ન જાણ્યા, (૨) તમે લેશ દયા ન લેનાર
રે શેઠજી



સુધર્યા સુધારા વાયુમા, શુ આ બીચારાં રહી જશે?
શેઠે ધરી દીલે દયા, શુ તે જગતમા દીપશે?
સૂર્ય ઉગે ને આથમે, દિન દિન ચઢતો જાય,
દીવસોના મહીના બની, બારે વર્ષજ થાય.
એમ અધિક વર્ષો જતા, વધ્યો ઘણો ભંડોળ,
કોઇ સુધર્યા, કોઇ મરી ગયા, કોઇ રહ્યા પણ ઠોઠ
કોઇ કાળા ગોરા થયાં, કોઇ ભક્તિ હિણુ હોય,
કઇ ગોટાળા શીખીયાં, કઇ ખટપટીયા જોય
કઇ ફેશનમા પડી ગયા, કઇ શીખ્યા શુભ સાર,
મોજશોખ આનંદમા, ઘણા કરે વિહાર
શેઠ સુમિત્રે વિચાર્યે મન, ઘણાં ગંધેડા થાય પ્રસન્ન,

ઘરમાં તે કઇ હવે ન માય, દિન દિન વસ્તી વધતી જાય
બંધાવુ મ્હોટુ એક ધામ, શાળા ખોલી કરૂ દમામ,
સુધર્યાનો બતલાવુ સાર, એથી લોકો થાય તયાર
ફેરવુ સરઘસ ગામે ગામ, બતલાવુ દુનીયાને કામ,
વળી ભરૂ એક મ્હોટી સભા, જમાડુ રસપુરી ઇદડા
ગામ ગામના ભેગા કરૂ પરજાપતને આદર દઉ,
પોત પોતાના ગર્ધભ સાથ, આવી પડે ઉગમણે ઘાટ
મંડપ મોટ્રો રચાવા કાજ, કન્ટ્રાકટર બોલાવુ આજ,
હવે સુધારો દીપ્યો ખરો, ગામ ગામના ગર્ધભ તણો
સુધર્યા કેમ કરી કહેવાય, કોન્ફરન્સમા કરવો ન્યાય
જોઇ શીખી ને સાભળી, કરે ઘેર જઇ કામ,
દુનિયામા કહીં નવ રહે મૂર્ખ ગધેડા નામ
જોઇ ગધેડા શેઠતો, મનમા બહુ હરખાય,
સૂર્ય ઉગતા સુધરે, આથમતે કરમાય.

પહેરે વસ્ત્ર આભૂષણ સાર, સુધરેલામા કઇ હુશીઆર,
ચાલે ચાલ મનુષ્યની એહ, વાચા વિણુ નવ કઇ સદેહ.
સધ્યા સ્નાન કરે ખટકર્મ, અન્ન ગૃહે જાણીને ધર્મ,
ફરવા નીકળે શેઠની સાથ, અન્યો અન્ય ઝાલીને હાથ
બાગ બગીચે ફરતા મોજ, પહેરી વસ્ત્રો નૌતમ રોજ,
સુધરેલા સૌકો નિરખે, જોવા જ્યા ત્યા ટોળા મળે
આતો છે કોઇ માનવ દેહ, હોય કદી નહિ રાક્ષસ એહ,

દેવ મટી ડુંગરા પુજાય, એવુ આતે શુ કહેવાય
આ શુ! આ શુ! ઉચરે સૌ, મનમાં કઇ કઇ મુઝવણુ બહુ.
કલ્પે કોઇ ન શુ કહેવાય, કેવો આ સુધરેલો ન્યાય



પડયા ગધેડા પાદરે, ગામ ગામના તમામરે,
પ્રજાજન સૌ આવીયા, જોવાને તે ઠામરે
હાક પડી નગરી વિષે, હાહાકાર જણાયરે,
નરનારી ટોળે વળી, જોઇ ઘણા હરખાયરે

હજારો ગધેડા, તણી મેદની જ્યા,
બજારે મળી લોક, જોવા ગયા ત્યા,
થયો ખુબ ઘોઘાટ, નગરી વિષે જે,
અહો! આ શુ છે એમ રાજા વદે છે.
અરે કોઇ હાજર! જુઓ આજ શુ છે,
તમાસો શુ એવો કે ઘોઘાટ બહુ છે,
કદાપિ બન્યુ છે, નહિ આહિ આવુ,
થતું નગ્રમા શુ! ન તે લેશ જાણુ

દ્વારપાળ આવી ઉભો, વધો મુખ નિજ વાણુરે,
સુધરેલા ગધેડા તણુ, કોન્ફરન્સ ભરાયરે,
એથી ગર્ધભ દેશનાં, ટોળે મળ્યા તમામરે,
જોવા ચાલો મહારાયજી, ઘણા લોક ત્યા જાયરે.

છડી સવારી આપની, નીકળે નીરખે ક્ષેમરે,
હુ સાથે રહુ આપની, રહે ન કિંચીત વહેમરે
સુધરેલ તે નગરી વિષે, સુધરેલ જામ્યો જગરે,
વિશાળ મંડપ બાધીયો, ધ્વજ, પતાકા બહુ રંગરે
બે દ્વાર મોટા દીપતા રંગીન શોભાથી વધે,
ઝાલર ઝુલા ઝુકી રહ્યા, બહુ પાટીયા લટકે બધે
પરજાપતિ આવો પધારો, નૃપતિ સમ સત્કારરે,
"વેલકમ" મહી ગર્ધભ સભાસદ આવતા આવકારરે
સુધરો અરે આ દેશમા, વાયુ ઘણેરો વાયરે,
એવા મહા સુત્રો થકી મંડપ ઘણો સોહાયરે
રાખ્યા જમીન પર બેસણા, વિણ સુધર્યાને કાજરે,
ખુરશીઓ બહુ ગોઠવી, સુધરેલ ગર્ધભ માટરે
ઉંચુ બનાવ્યુ બેસણ, પ્રતિનીધીઓને બેસવા,
મધ્યે સિંહાસન ગોઠવ્યુ, સરદાર જે ગર્ધભ તણા
જમણ જમી પરવારીને, ભેગા મળ્યા તમામરે,
રસ પુરી, ઇદડા હવે, પચાવવાનુ કામરે



પોત પોતાને આસને, અધિકારી જય હોય,
ડાહ્યા બની બેશી ગયા, મૂર્ખ ન જાણે કોય
ટોળા પર પરજાપતિ, મુખ્ય સેનાપતિ હોય,
ઉભા રહીએ દેખતા, ચેં ચુ કરે ન કોય

સૌ પ્રતિનીધીઓ આવીયા, એક પછી એક એક,
સત્કારે સૌ દેખીને, જાળવી મુખ્યજ ટેક
મુખ્ય સભાપતિ આવીયા, થયો ઘણો ઘોઘાટ,
વાજીત્રો સૌ વાગીયા, ગર્ધભ મન ઉચાટ
હવે થશે શુ દેખવા, ઉચી કરતા ડોક,
માહે માહે ગમ્મત કરે, અજ્ઞાની ખર કોક
સુધરેલી જોઇ ટોળીને, શેઠ બહુ હરખાય,
ઉભા થઇ ભાષણ કરે, મનથી ભહુ મલકાય

શિખામણ શેઠ તણી સાભળો (૨) કે જોઇ જોઇને સુધરો
સુધારો આવ્યો છે આ ખરો (૨) કે નિશ્ચે દુખ મહીંથી તરો
શ્રેષ્ટ સુધારા રૂપ તમારે, આગણે આવ્યુ ઝાઝ
પાવન થઈને પ્રિત થકી તમે, મુસાફરી કરો આજ–
અવગુણ કાપી ગુણ ગૃહો, હવે ગુણ હીણ નવ રેવાય
નિચ કોટીમા જન્મ લીધો, તેથી પાછળ સોથી પડાય–
શર્મ ન આવે તમને તેથી જોઈ રહો બની ઠોઠ
પરજાપત સૌ ખળભળી ઉઠે, સુધર્યાં શુ આ ભોઠ–
પડી પછાતે હવે ન રહેશો, આગળ વધો તમામ
પડઘમ સઘળે સુધારાની વાગી જાગી જુઓ તમો આમ–

કરી ઉપદેશ બીરાજીયા, પોતાની લઇ ચેર,
તાળી તડતડ થઇ પડી, આસન લેતાં પેર
અણુસમજુ ગર્ધભને શાની સમજણ હોય,

એક બીજાનુ જોઇને, કરવા લાગ્યા કોય
તાળી તો નવ આવડે, ઉભા થવાનુ ન ભાન,
મ્હો ઉચા કરી બોલીયા, ઓચી ઓચી તમામ,
અન્યો અન્યજ જોઇને, કરવા લાગ્યા એમ
ઘણો થયો ઘોઘાટ ત્યા, તેનુ કગ્વુ કેમ ?
શેઠ પડયા વિચારમા, ગભરાયા આ જોઇ,
શાત હવે આને કરો, પરજાપત અરે કોઇ
ભુ—ભુ—કરતા ભુકતા, સો દેખો એ ઠામ,
ઉભા થઇ આળોટતા, કરડે માહે કાન
એવે શાત શુશીલ વળી વૃદ્ધ પ્રજાપત એક,
ઝટપટ દોડી આવીઆ, ગૃહી જેષ્ટીકા એક
હુકમ ન લીધો કોઇનો, દેવા માડી તે ઠામ,
સો જન ત્યા સમજી ગયા સીધા કરો તમામ
એક પછી એક નીકળ્યા, વળી વાસ લઇ ડાગ,
કઇ ડફણા દેવા મગ્યા, કોઇ લીયે નહી નામ
ગર્ધભ સો આળોટીયા, રજ ઉડી અપરપાર,
ભુ-ભુ-ભુકતા ભુકતા નીકળ્યા મડપ બહાર
સુધર્યા સો ભેગા મળી, ખુબ જગાવ્યો જગ,
મેહાને વળી મેદની, જોવાને આ રગ
કોઇ પડી પડી નાસતા, કોઇ દીયે ખુબ માર,
કોઇ લાત ખાઇ ભાગતા, રોતા હસતા જાય

ડાટ વળ્યો ડહાપણ્ તણો, જીવતરમા પડી ધુળ,
આબરૂના કાકરા થયા, ગૃહસ્થાઇ ગઇ દુર

શેઠ રોળાયા રણની માહ્ય, પાઘડીનો પતો નહી કયાય,
ફાટી તુટી ગયા સો વ , વપરાયે નહી તોયે શ..
ઘડીમા આશુ આશ્ચર્ય થયુ, જોત જોતામા કોઇ ન રહ્યુ,
મ ડપની શી સગવડ કરૂ, ખુરશી પડદા કયા હુ ધરૂ!
હાથવતી ઉપાડુ શુ, સમજ પડે નહી કરવુ શુ!

સુમિત્ર તવ આવી મળ્યો, કહુ તે કરો એક વારરે
ગુપચુપ ચાલી નીકળ્યો, ઘેર જઇ પચાતરે
ધર્મ પત્નિ નીજ આગળે, કહ્યો સહુ વૃતાતરે
સુધરેલાના સગથી, ખાધો અધિક મે મારરે
ખરે ખરા એ ખર નકી, જોયુ અનુભવ્યુ જાતરે
ઉગમણે કહેતા જશે, આથમણે નીરધારરે
માર ખાય પણ ગમ નહી, આવે કદી જરાયરે
લાત મારવી ખાઇને, એની એ મહા ટેવરે
પર સુખે દુખી બની, કરે અધિક એ દ્વેશરે
પાડોશીના સુખથી, થાય ઘણેરા કલેશરે
અકરાત્યા પર અન્નના, કનીષ્ટ પદાર્થો ખાયરે
મસ્ત ફરે એ મગનમા, ભુડાને એ ચ્હાયરે
માર પડે બહળક છતા, સીધા નહી રહેનારરે

ભુ ભુ કરતા ભુકતા, ઓચી ઓચી ઉચ્ચારરે
શેઠ વિચારી મન વિષે વધો મુખ નીજ વાણરે
સુધરેલા વાયુ થકી, કોઈ ન લેશે લ્હાણરે
ગાઇ શીખી ને સાભળી, ગર્ધભનો મહીમાયરે
ધર્મ હિણ કદી નવ થશો, આર્ય પ્રજા નરનારરે
ગાઇ શીખી ને સાભળી, સુધરેલાનુ પર્વરે
મૂર્ખ પ્રયત્ન જે આદરે, ઉતરે તેનો ગર્વરે

અથ ઇતિ સૌ કહી ગયા, સુધર્યો ગર્ધભ સાર
ચિત્રકાર હવે ચિત્રમા, આપે તે નીરધાર

( ચિત્રકાર ) નહુ ડા દવે

इति श्री गर्धभ स्तोत्र महिमाय

समाप्त

ગર્ધભ સ્તોત્ર ભાગ ૨ જો મચિત્ર છપાય છે
" મુધરેલ ગધેડાંની હડતાળ."
જેમા હડતાલીયાનુ સરઘસ અને ઠરાવ પસારનો
આબેહુબ ચીતાર રજુ કરવામા આવ્યો છે મગાવો
છુટક વેચનાર એજન્ટો જોઇએ છે

# જર્મનીમાં શું બન્યું?

છેલ્લાં સાત વર્ષથી હિંદુસ્તાનમાંથી ગુમ થયેલાં "જર્મન પીકચર પોષ્ટ કાર્ડ" કે જેને માટે દુનીઆ ઘેલી ગાંડી થઇ ગઈ હતી, તેનો મોટો જથો હમણાજ હમારી પાસે આવી લાગ્યો છે

ગમે તેવો નિરાશ થયેલો માણસ હમારા કાર્ડનુ પાકીટ હાથમાં લેતાની સાથેજ હસવા લાગે છે

જુદાં જુદાં એસોર્ટમેન્ટ તથા પ્રાઈસ લીસ્ટ માટે આજેજ લખો

તે શિવાય બીડી સળગાવવાના જુદી જુદી જાતના સંચા હમારી પાસે તૈયાર છે

કિંમત રૂા ૦ાા, ૦ાાા અને ૧) વી પી ખર્ચ જુદો

વિગત માટે લખો—

મેનેજર

શ્રી ભારત કલા મંદીર,

નડીઆદ (ગુજરાત)

દ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમા ત્રિભુવનદાસ કીસીભાઇ પટેલે
પ્રકાશકને માટે છાપી તા ૮–૯–૨૩